જૈન મતાનુયાયીઓ માટે

# છ કાયના બોલ

શાહ વીરચંદ લાલચંદ
રે. આટકોટ હાલ ધુળીયા

# છ કાયના બોલ

## અર્થ તથા વિવેચન સહિત.



તૈયાર કરી:-

પરમપૂજ્ય શ્રી કહાનજી રૂષિજી મહારાજના સંપ્રદાયના બાલબ્રહ્મચારી મુનીશ્રી શ્રી ૧૦૮ **અમોલખ રૂષિજી** મહારાજે લખી-શુદ્ધ કરી આપી છે.



છપાવી પ્રસિદ્ધ કરનાર.

**શાહ વીરચંદ લાલચંદ** રે. આટકોટ

**હાલ ધુળીઆ.**

**પ્રત ૫૦૦** **સંવત્ ૧૯૮૫**



ઉમરેઠ ભટવાડી પોળને નાકે આવેલા સરસ્વતી પ્રિન્ટીંગ પ્રેસમાં રતીલાલ બાળકૃષ્ણ ત્રિવેદીએ છાપી અને વીરચંદ લાલચંદ શાહે રે. આટકોટ હાલ ધુળીયામાંથી પ્રગટ કરી



મણકો ૩ જો.

# ૭ કાયના બોલ

## અર્થ તથા વિવેચન સહિત

પરમપૂજ્ય શ્રી કહાનજી રૂષિજી મહારાજના સંપ્રદાયના બાલબ્રહ્મચારી મુનીશ્રી શ્રી ૧૦૮ અમોલખ રૂષિજી મહારાજે હિંદુસ્તાની ભાષામાં લખી તૈયાર કરી આપી તે ઉપરથી ગુજરાતી ભાષામાં લખી છતાં ભાષા ફેરને લઈ કોઇ ભૂલ-ચુક હોય તેનો જવાબદાર હું છું તે ખાતે વાંચકની ક્ષમા માગી લઉં છું. વીનંતી

**વીરચંદ લાલચંદ શાહ રે. આકકોટ હાલ ધુળીઆ**

પ્રત ૫૦૦ સંવત ૧૯૮૫

મૂલ્યઃ-

શેઠ કલ્યાણજી ત્રીભોવન તરફથી સદઉપયોગ માટે

—: ભેટ :—

આ છ કાયના બોલ-થોકડા-ની પ્રત
૫૦૦ ગુજરાતી તથા ૫૦૦ હિંદુસ્તાની
ભાષામાં છપાવી તેટલી પ્રતો સદઉપયોગ
માટે રેવાશી રાજકોટ હાલ માલેગામવાળા
શેઠ કલ્યાણજી ત્રીભોવન જાદવજી તરફથી
ભેટ.

શ્રી જૈન ધર્મોજયતિ.

# છ કાયના બોલ

## નામ, ગોત્ર તથા અર્થ.

૧ પહેલે બોલે ઇંદ્રીથાવ રકાય. તેનું ગોત્ર પૃથ્વી કાય એટલે પૃથ્વીનો ધણી ઇંદ્ર ગણાય છે તેથી ઇંદ્રીથાવર કાય નામ છે.

૨ બીજે બોલે બંબીથાવર કાય. તેનું ગોત્ર અપકાય એટલે પાણીમાં બીંબ પડે છે તેથી બંબીથાવર કાય નામ છે.

૩ ત્રીજે બોલે સપીથાવર કાય. તેનું ગોત્ર તેઉકાય એટલે અગ્નિ, સપી એટલે ઘી જેવા પદાર્થને ઓગળાવે તેથી સપીથાવર કાય નામ છે.

૪ ચોથે બોલે સુમતી થાવર કાય. તેનું ગૌત્ર વાઉકાય એટલે વાયરાથી પ્રાણીની સારી બુધ્ધિ થાય છે તેથી સુમતી થાવર કાય નામ છે.

૫ પાંચમે બોલે પયાવચ થાવર કાય તેનું ગૌત્ર વનસ્પતિ કાય એટલે બધી લીલોતરીની જાતમાં પય એટલે દુધ જેવો પદાર્થ હોવાથી પયાવચ થાવર કાય નામ છે.

૬ છઠે બોલે જંગમ કાય તેનું ગૌત્ર ત્રસકાય એટલે હલન ચલન કરવાવાળા હોવાથી જંગમ કાય નામ છે.

## હવે છકાયનો વિસ્તાર કહે છે.

## ૧ પૃથ્વી કાય.

પૃથ્વી કાયના બે ભેદ છે. ૧ સુક્ષ્મ ૨ બાદર.

૧ સુક્ષ્મ પૃથ્વી કાયના જીવ હણ્યા હણાય નહીં, માર્યા મરે નહીં, બાળ્યા બળે નહીં તે આવખું પુરૂં કરીને મરે. તે આખા લોકમાં ઠસોઠસ ભર્યા છે. સુક્ષ્મ હોવાથી આપણી નજરે આવે નહીં.

૨ બાદર પૃથ્વી કાયના જીવ કે જે આપણી નજરે આવે તે હણ્યા હણાય, માર્યા મરે અને બાળ્યા બળે. તે આયુષ્ય પૂર્ણ કરીને મરે અથવા અકાળ મરે. તેના બે ભેદ છેઃ.

૧ સુંવાળી પૃથ્વી ૨ ખરખરી પૃથ્વી. તેની વિગત.

## ૧ સુંવાળી પૃથ્વીની જાત.

૧ કાળી ૨ ધોળી ૩ રાતી ૪ લીલી ૫ પીળી ૬ ગોપી ચંદનની ૭ પડપડી

## ૨ ખરખરી પૃથ્વીની જાત.

૧ ખાણની ૨ મરડીયા પાણા ૩ મોટી વેળુ ૪ પથરા ૫ મોટીસલા. ૬ ખારો ૭ લુણો. ૮ તરવાની માટી ૯ સોનું ૧૦ રૂપું ૧૧ ત્રાંબુ ૧૨ લોહું ૧૩ સીસું ૧૪ હીરા. ૧૫ હરીઆળ ૧૬ હીંગળો ૧૭ મણસીલ. ૧૮ પારો ૧૯ સુરમો ૨૦ પરવાળા. ૨૧ અબરખ ૨૨ અબરખની રજ ૨૩ જસત ૨૪ કલાઇ ૨૫ રત્ન વીગેરે ૩૬ જાતની ખરખરી માટી છે.

કુલ ૭+૩૬=૪૩ તેંતાલીશ જાતની પૃથ્વી કાય છે. આ સિવાય બીજી અસંખ્ય પ્રકારની પૃથ્વી છે. તેના એક કટકામાં અસંખ્યાતા જીવ શ્રી ભગવાને કહ્યા છે. તે કટકામાંથી પીલુ અગર જુવારના દાણા જેટલી કટકી પૃથ્વી કાયની લઇએ અને તેમાંના જીવ પારેવા જેવડી પોતાની કાયા કરે તો એકલાખ જોજનના જંબુદ્વીપમાં સમાય નહિં. અર્થાત જંબુદ્વીપમાં સંખ્યાતા જીવ છે. આમા અસંખ્યાત છે.

પૃથ્વી કાયની જાતિ[1] સાત લાખ છે. કુળ[2] બાર લાખ ક્રોડ છે (બાર લાખને એક ક્રોડનો ગુણાકાર કરતાં જેટલા આવે તેટલાં) તેનું સંઠાણ (આકાર) મસુરની દાળ જેવું છે. તેનું આવખું જઘન્ય અંતર મુહુર્તનું ઉત્કૃષ્ટું બાવીશ હજાર વર્ષનું તેની થોડીક સમજણઃ-૧ સુકાઇ ગઈ માટીનું આવખું એક હજાર વર્ષનું. ૨ શુદ્ધમાટીનું બાર હજાર વર્ષનું. ૩ વેળુનું ચૌદ હજાર વર્ષનું ૪ મણસીલનું સોળ હજાર

---

૧ માતાના પક્ષને જાતિ કહે છે ૨ પિતાના પક્ષને કુળ કહે છે.

વર્ષનું ૫ કાંકરાનું અઢાર હજાર વર્ષનું. ૬ હીરા, રત્ન તથા ધાતુનું બાવીશ હજાર વર્ષનું. એ પ્રમાણે પૃથ્વી કાયના ભેદ સમજાવ્યા. તે સમજી-જાણી તેની દયા પાળીએ તો મોક્ષના અનંતા સુખ પામીએ.

## ૨ અપકાય.

અપકાય એટલે પાણીના બે ભેદ છેઃ-૧ સુક્ષ્મ ૨ બાદર

૧ સુક્ષ્મ પાણીના જીવ હણ્યા હણાય નહીં, માર્યા મરે નહીં, બાળ્યા બળે નહીં તે પોતાનું આયુષ્ય પુરૂં થવાથી મરે. તે આખા લોકમાં ઠસો ઠસ ભર્યા છે; પણ આપણી નજરે આવે નહીં, તે તો ફક્ત જ્ઞાનીજ જાણે અને દેખે.

૨ બાદર પાણીના જીવ તે આપણા દેખવામાં આવે, તે લોકના એકદેશમાં છે. તે માર્યા મરે છે, બળ્યા બળે છે, તે આયુષ્ય આવેથી મરે છે તેમ અકાલે પણ મરે છે, એનાં અનેક ભેદ છે, જેવાંકેઃ-૧ વરસાદનું પાણી ૨ અકળનું પાણી ૩ ધુમસનું પાણી ૪ ફસાનું પાણી

૫ ઠારનું પાણી ૬ હીમનું પાણી ૭ ટાઢું પાણી ૮ ઉનું પાણી ( જે જમીનમાંથી ગરમ નીકળે છે તે ) ૯ ખારૂં પાણી ( લવણ સમુદ્ર આદી સ્થાનનું ) ૧૦ ખાટું પાણી ૧૧ મીઠું પાણી ( કાલો દધી સમુદ્રનું ) ૧૨ દૂધ જેવું પાણી ( ક્ષીર સમુદ્રનું ) ૧૩ શેરડીના રસ જેવું ( અસંખ્યાત સમુદ્રોનું ) ૧૪ મદીરાના રસ જેવું ( વારૂણી સમુદ્રનું) ૧૫ ઘી જેવું ( ધૃત સમુદ્રનું)

પાણીના એક બિન્દુમાં શ્રી ભગવાને અસંખ્યાતા જીવ કહ્યા છે. તેમાંથી અકેક જીવ નીકળીને પોતાની કાયા સરસવ જેવડી કરે તો એક લાખ જોજનના જંબુદ્વીપમાં સમાય નહીં. એટલા જીવ એક બિન્દુમાં છે.

પાણીની જાતિ, લાખ છે; કુળ સાત લાખ કોડ છે; પાણીના જીવનું સંઠાણ ( આકાર ) પાણી ઉપર પરપોટા આવે છે તેવું છે. પાણીના જીવનું આઉખું જઘન્ય અંતર મુહુર્તનું ઉત્કૃષ્ટું સાત હજાર વરસનું છે.

એ પ્રમાણે અપકાય તે પાણીના ભેદ સમજાવ્યા

તે સમજી—જાણી તેની દયા પાળીએ તો મોક્ષના અનંતા સુખ પામીએ.

## ૩ તેઉકાય.

તેઉકાય એટલે અગ્નિના બે ભેદ છેઃ-૧ સુક્ષ્મ ૨ .બાદર.

૧ સુક્ષ્મ અગ્નિના જીવ હુણ્યા હુણાય નહીં, માર્યા મરે નહીં, તે પોતાનું અ ચુષ્ય પુરૂં કરીને મરે. તે આખા લોકમાં ઠસોઠસ ભર્યા છે; પણ આપણી નજરે આવે નહીં તેતો ફ્રક્ત જ્ઞાનીજ જાણે અને દેખે.

૨ બાદર અગ્નિના જીવ ફક્ત અઢીદ્વીપની અંદર છે, તે હુણ્યા હુણાય છે, માર્યા મરે છે, આચુષ્ય પૂર્ણ થયે પણ મરે છે તેનાં અનેક ભેદ છે, જેવાં કેઃ-૧ અંગારાની અગ્નિ ૨ ઉંબાડાની અગ્નિ ૩ જવાળાની અગ્નિ ૪ ચકમક ઘસવાથી થાય છે તે અગ્નિ ૫ વીજળીની અગ્નિ ૬ તારા ખરવાથી ઝરે છે તે અગ્નિ ૭ અરણીના લાકડાં સામ સામા ઘસાવાથી થાય છે તે અગ્નિ ૮ વાંસ ઘસવાથી થાય છે તે અગ્નિ ૯ કડાકાની અગ્નિ ૧૦

સુર્ય સામો કાચ ધરવાથી થાય છે તે અગ્નિ ૧૧ હાવા નળની અગ્નિ ૧૨ કુંભારના નીભાડાની અગ્નિ વીગેરે ઘણી જાતની અગ્નિ છે.

અગ્નિના એક તણુખામાં અસંખ્યાતા જીવ શ્રી ભગવાને કહ્યા છે. તે એક તણુખામાંના જીવ ખસખસના દાણા જેવડી કાયા કરે તો એક લાખ જોજનનો જંબુદ્વીપ છે તેમાં સમાય નહીં એટલા જીવ એક તણુખામાં છે.

અગ્નિની જાતિ ૭ લાખ છે; કુળ ત્રણ લાખ ક્રોડનાં છે, તેનો આકાર સોયની ભારીનાં આકારે છે. અગ્નિના જીવનું આવખું જઘન્ય અંતર મુહુર્તનું ઉત્કૃષ્ટું ત્રણ અહોરાત્રી (ત્રણ દીવસ ને રાત) નું છે.

એ પ્રમાણે તેઉકાય તે અગ્નિના ભેદ સમજાવ્યા તે સમજી-જાણી તેની દયા પાળીએ તો મોક્ષના અનંતા સુખ પામીએ.

## ૪ વાઉકાય.

વાઉકાય એટલે વાયરા (પવન) ના બે ભેદ છેઃ-૧ સુક્ષ્મ ૨ બાદર.

૧ સુક્ષ્મ વાયરાના જીવ હણ્યા હણાયા નહીં, માર્યા મરે નહીં, આયુષ્ય પૂર્ણ થયે મરે, તે આખા લોકમાં ઠસો ઠસ ભર્યા છે પણ આપણી નજરે આવે નહીં, તે તો ફક્ત જ્ઞાનીજ જાણે અને દેખે.

૨ બાદર વાયરાના જીવ લોકના એક દેશમાં છે તે આયુષ્ય પૂર્ણ થયે મરે અને મારવાથી પણ મરે તેના અનેક ભેદ છે જેવાં કેઃ—૧ ઉત્તરનોવા ૨ દક્ષિણ નોવા ૩ પૂર્વનોવા. ૪ પશ્ચિમનોવા ૫ વિદિશીવા. ૬ ઉચોવા ૭ નીચોવા ૮ ધનવા ૯ તનવા ( આબેને આધારે પૃથ્વી રહી છે. ) ૧૦ ઉકલીવા. ૧૧ મંડલીવા ૧૨ ગુંજવા ૧૩ શુદ્ધવા ૧૪ વટોળીઓવા ૧૫ મુખવા ( શ્વાસ ) વીગેરે ઘણી જાતનો વાયરો છે.

વાયરાની હિંસા વાયરાથી પણ થાય છે તેઃ—ઉઘાડે મુખ બોલવાથી, ઝાપટ નાંખવાથી, સૂપડે સોવાથી, ઝાટકવાથી, કાંતવાથી, તાલોટા વગાડવાથી, વિંઝણો વિંઝવાથી, હીંચોળે હીંચકવાથી, આદી ઘણી જાતના શસ્ત્રે કરી હણાય છે.

એક વાર ઉઘાડે મુખ બોલવાથી વાયરાના અસંખ્યાતા જીવ હણાય છે; તેમાંથી એકેકો જીવ નીકળીને વડના બીજ જેવડી કાયા કરે તો એક લાખ જોજનનો જંબુદ્વીપ છે તેમાં સમાય નહીં.

વાયરાની જાત ૭ લાખ છે, કુળ સાત લાખ ક્રોડ છે, આકાર ધજા પતાકા જેવો છે, વાયરાના જીવનું આવખું જઘન્ય અંતર મુહુર્તનું ઉત્કૃષ્ટુ ત્રણ હજાર વર્ષનું છે.

એ પ્રમાણે વાઉકાય એટલે વાયરાના ભેદ સમજાવ્યા તે સમજી-જાણી તેની દયા પાળીએ તો મોક્ષના અનંતા સુખ પામીએ

## ૫ વનસ્પતિ કાય.

વનસ્પતિ કાય એટલે લીલોતરી એના બે ભેદઃ-૧ સુક્ષ્મ ૨ બાદર.

૧ સુક્ષ્મ વનસ્પતિના જીવ હણ્યા હણાય નહીં, માર્યા મરે નહીં, બાળ્યા બળે નહીં, તે આયુષ્ય પૂર્ણ થયે મરે. તે આખા લોકમાં ભર્યા છે. પણ આપણી નજરે

આવે નહીં. તે તો જ્ઞાનીજ ફક્ત જાણે અને દેખે.

૨ બાદર વનસ્પતિ લોકના એક દેશમાં, છે તે હણી હણાય, મારી મરે, બાળી બળે આયુષ્ય પૂર્ણ થયે મરે અને અકાલે પણ મરે તેના બે ભેદ છેઃ-૧ પ્રત્યેક વનસ્પતિ ૨ સાધારણ વનસ્પતિ.

એક શરીરે એક જીવ હોય તેને પ્રત્યેક વનસ્પતિ કહે છે તેના ૧૨ ભેદ છેઃ-૧ વૃક્ષ ૨ ગુચ્છા ૩ ગમ્મા ૪ લતા ૫ વેલા ૬ તરણા ૭ વળીઆ ૮ પાવગા. ૯ કોસંગા ૧૦ જળરૂખા ૧૧ ઉસેહી ૧૨ હરિકાય. તેની વિગતઃ-

૧ વૃક્ષઃ (રૂખા કે રૂખ) તેના બે ભેદ ૧ એકઠીયા (જેમાં એકઠળીયો હોય તેવાં) ૨ બહુ ઠીયા (જેમાં બહુ ઠળીયા હોય તેવાં) એક ઠળીઆ વાળી વનસ્પતિના નામઃ-હરડાં, બેડાં, આંબળાં, અરીઠાં ગોઠલી, જાંબુડા, બોર. રાણું, ગુંદા, લીંબોળી ભીલામા, આસોપાલવ, ઇત્યાદિ.

બહુ ઠળીઆ વાળી વનસ્પતિના નામઃ-જામફળ,

સીતાફળ, લીંબુ, અંજીર, પીપળા તથા પીપરની પેપડી, અનાર, વડ, ટિમરૂ ઈત્યાદિ.

૨ ગુચ્છાઃ—નીચાં અને ગોળાકાર ઝાડ હોય તે, તેનાં નામઃ— રીંગણી, ભોરીંગડી, તુલશી, જવાસો ઈત્યાદિ

૩ ગમ્માઃ—પુલની જાત તેનાં નામઃ—ગુલાબ, મોગરો, ચંબેલી, જાઇ, જુઈ, કેતકી, ચંપો, ડમરો, કેવડો ઇત્યાદિ

૪ લતાઃ—તેનાં નામઃ—નાગલતા, અશોકલતા, પદમલતા ઇત્યાદિ.

૫ વેલાઃ—ઘીલોડા, ચીભડા, તરબુચ, કારેલાં, કંકોડા, નઈ, પદકાળું, ચણોઠી, તુંબડી ઈત્યાદિ.

૬ તરણાઃ— ખડની જાતઃ—કારીયું, ધ્રો, ઝીંઝવો, લાંપડું, સમેરવો, ડાભડો ઇત્યાદિ.

૭ વળીઆઃ— ઉંચા જઇને ગોળાકાર થાય તે ઝાડઃ— સોપારી, ખારેક, ખજુરી, કેળ, તજના ઝાડ, એલચીનાં ઝાડ, લવીંગનાં ઝાડ, તાડનાં ઝાડ, નાળીએરીનાં ઝાડ ઇત્યાદિ.

૮ પાવગાઃ-ગાંઠા ગાંઠાવાળા હોય તેવાંઃ-શેરડી, નેતર, વાંસ ઇત્યાદિ.

૯ કોસંગાઃ-જમીન ફોડીને નીકળેતેઃ-મીંદડી-નીબરી, મીંદડીના ટોપ ઇત્યાદિ.

૧૦ જળરૂખાઃ-પાણીમાં ઉગે તેવાંઃ-કમળ, સેવાળ વગેરે.

૧૧ ઉસેહીઃ-ક્ષુધા વેદનીની ઔષધી ૨૪ પ્રકારના અનાજ-ધાન્યની જાત :- ૧ ઘંઉ ૨ જવ ૩ જુવાર ૪ બાજરો ૫ શાળ-ડોંગર ૬ બંટી ૭ રાલા ૮ કાંગ ૯ કોદરા ૧૦ બરી ૧૧ મણુચી ૧૨ મકાઇ ૧૩ કૂરી ૧૪ અલસી ( આટલાની દાળ ન થવાથી તેને ધાન્ય કહે છે. ) ૧૫ તૂવેર ૧૬ મઠ ૧૭ અડદ ૧૮ મગ ૧૯ વાલ ૨૦ વટાણા ૨૧ તિવડે ૨૨ કળથી ૨૩ મશૂર ૨૪ ચણ્યા ( આટલાની દાળ થવાથી તેને કઠોળ કહે છે, )

૧૨ હરીકાયઃ-ભાજીની જાત;-મેથી, તાંજળજો, સુવા, લુણી, ઈત્યાદિ.

એ પ્રમાણે બાર ભેદ પ્રત્યેક વનસ્પતિના જાણુવાં,

તે પ્રત્યેક વનસ્પતિ ઉગતા અંકુરમાં અનંત જીવ, લીલી રહે ત્યાં સુધી અસંખ્યાતા જીવ અને સુકાઇ ગયા બાદ જેટલા દાણા અગર જેટલા બીજ તેટલા જીવ અર્થાત સંખ્યાતા.

જેના એક શરીરમાં અનંતા જીવ હોય તેને સાધારણ વનસ્પતિ કહે છે જે કેઃ- લસણ, ડુંગળી, બટેટાં, સુરણ, રતાળુ, સકરીયા, મુળાના કાંદા, આદુ વિગેરે. જમીનમાં રહેલો ભાગ હોય તેવી વનસ્પતિ ખરસાણી, કુંવાર, મોથ, થોર, સેલરાં, કંટારો, ઉગતા અંકુર, કુંણી કાકડી, લીલ, ફુગ, સેવાળ વિગેરે.

સૂઇની અણીના અગ્ર ભાગ ઉપર આવે એટલા ટુકડામાં નિગોદિયા જીવની અસંખ્યાત શ્રેણિ છે, અકેક શ્રેણિમાં અસંખ્યાત પ્રતર છે, અકેક પ્રતરમાં અસંખ્યાત ગોળા છે, અકેક ગોળામાં અસંખ્યાત શરીર છે અને અકેક શરીરમાં અનંતા જીવ છે. અકેક સમયમાં અકેક જીવ નિકળે તો અનંતે કાળે એક શરીર ખાલી ન થાય.

વનસ્પતિ કાયના જીવનું સંઠાણ (આકાર) વિવિધ પ્રકારનું છે, જાતિ પ્રત્યેક વનસ્પતિની ૧૦ દશલાખ અને સાધારણ વનસ્પતિની ૧૪ ચૌદ લાખ છે, કુળ બંનેના મળીને ૨૮ અઠાવીશ લાખ ક્રોડ છે. આયુષ્ય પ્રત્યેક વનસ્પતિનું જઘન્ય અંતર મુહુર્ત ને ઉત્કૃષ્ટ દસ હજાર વર્ષનું. સાધારણ વનસ્પતિનું જઘન્ય અને ઉત્કૃષ્ટ અંતર મુહુર્તનું છે; કેમકે સાધારણ વનસ્પતિના જીવ એક શ્વાસોશ્વાસ જેટલા વખતમાં ૧૭ાા સાડા-સત્તર જન્મ મરણ કરે છે. એક મુહુર્તમાં ૬૫૫૩૬ જન્મ મરણ કરે છે.

એ પ્રમાણે વનસ્પતિ કાયના ભેદ સમજાવ્યા, તે સમજી-જાણી તેની દયા પાળીએ તો મોક્ષના અનંતા સુખ પામીએ.

## ૬ ત્રસકાય.

ત્રસકાયના ૪ ભેદ છે તેનાં નામઃ-૧ બે ઇન્દ્રિય ૨ તે ઇન્દ્રિય ૩ ચૌરેન્દ્રિય ૪ પચેન્દ્રિય.

૧ જેને ૧ અને સ્પર્શેન્દ્રિય અને ૨ રસેન્દ્રિય એ બે

ઇન્દ્રિ હોય એને બે ઇન્દ્રિ કહે છે જેવાં કેઃ-જળો, કીડા, પોરા, કરમીયા, સરગીયા, મામણ મુંડા, અળશીયા, વાંતરા, સંખ, છીપ, કોડા, ચેળ વીગેરે.

૨ જેને ૧ સ્પર્ષેન્દ્રિ ૨ રસેન્દ્રિ ૩ ઘ્રાણેન્દ્રિ એ ત્રણ ઇન્દ્રિ હોય એને તે ઇન્દ્રિ કહે છે જેવાં કેઃ—જુ, લીખ, ચાંચડ, માકડ, કીડી, કંથવા, માટલા, ધનેડા, જુવા, ઇતડી, ગીંગોડા, ધીમેલ, ગધૈયા, કાનખજુરા, મકોડા, ઉધઇ, શવા વીગેરે,

૩ જેને ૧ સ્પર્ષેન્દ્રિ ૨ રસેન્દ્રિ ૩ ઘ્રાણેન્દ્રિ અને ૪ ચક્ષુન્દ્રિ એ ચાર ઇન્દ્રિ હોય એને ચૌરેન્દ્રિ કહે છે જેવાંકેઃ—માખી, મચ્છર, મસલા, ડાંસ, ભમરા, તીડ, પતંગ, કરોળીઆ, કંસારી, ખડમાકડી, ઘુડીયા, વીંછી, બગા, કુદા વીગેરે.

૪ જેને ૧ સ્પર્ષેન્દ્રિ ૨ રસેન્દ્રિ ૩ ઘ્રાણેન્દ્રિ ૪ ચક્ષુન્દ્રિ ૫ કર્ણેન્દ્રિ એ પાંચ ઇન્દ્રિ હોય એને પચે-ન્દ્રિ કહે છે; જેના ચાર ભેદ છેઃ—૧ નરક ૨ તિર્યંચ ૩ મનુષ્ય અને ૪ દેવતા.

૧ નરકના ૭ નામઃ-૧ ઘમા ૨ વંશા ૩ શીલા ૪ અંજણા ૫ રીઠા ૬ મઘા ૭ માઘવઇ તેના ૭ ગોત્ર છેઃ-૧ રત્ન પ્રભા ૨ શર્કર પ્રભા ૩ વાળુ પ્રભા ૪ પંક પ્રભા ૫ ધુમ પ્રભા ૬ તમ પ્રભા ૭ તમતમા પ્રભા,

૨ તિર્યંચના પાંચ ભેદઃ-૧ જળચર ૨ થળચર ૩ ઉરપર ૪ ભુજપર ૫ ખેચર.

૧ જળચરઃ-પાણીમાં રહેવાવાળાં જેવાં કેઃ-માછલા, મગર, દેડકા, કાચબા વીગેરે.

૨ થળચરઃ-જમીન પર ચાલવાવાળાં જેવાં કેઃ—એક ખરીવાળા ઘોડા, ગધેડા ઇત્યાદિ. બેખરીવાળાઃ-ગાય, ભેંસ; બકરી, હરણ ઈત્યાદી. ગોળ પગવાળાઃ-હાથી, ઉંટ, ગેડા વીગેરે. પંજાવાળાઃ-સિંહ, ચિત્તા, કુતરા, બિલાડાં વીગેરે.

૩ ઉરપરઃ-પેટે ચાલવાવાળાં જેવાં કેઃ-સાપ, અજગર વીગેરે.

૪ ભુજપરઃ-ભુજાએ ચાલનાર જેવાં કેઃ-નોળ, ઘુંસ, ખીસકોલી, ચંદનઘો ઉંદર વીગેરે.

૫ ખેચરઃ-આકાશમાં ઉડવાવાળા પક્ષી જેવાં કેઃ- ૧ રોમ પંખી-સુવાળાં પીછાંની પાંખવાળા-ચકલાં, પોપટ, પારેવાં, કાગડા, મેના, તોતા, વીગેરે. ૨ ચામ પંખી-ચામડાની પાંખવાળાઃ-કાનકડીયા, વાગુળ વગેરે. (આ બંને પંખીની જાત અઢીદ્વીપની અંદર છે તેમ અઢી દ્વીપ બહાર પણ છે) ૩ સોમ પંખી-ગોળ પાંખના ડાબલાની પેઠે બીડાયેલ પાંખવાળાઃ-૪ વીતત પંખી-વિચિત્ર પ્રકારની પાંખવાળા (આ બંને પંખીની જાત અઢી દ્વીપની બહાર છે.) એ બધાં તિર્યંચ પચેન્દ્રિય જાણવા.

૩ મનુષ્યના ૪ ભેદઃ-૧ કર્મભૂમિ ૨ અકર્મભૂમિ ૩ અન્તર દ્વીપા અને ૪ સમૂચ્છિર્મ.

૧ કર્મભૂમિઃ-જ્યાં અસ્સિ (હથીઆર) મસ્સી (વેપાર) કસ્સી (ખેતી) એ ત્રણ પ્રકારે આ જીવીકા કરે તે કર્મભૂમિ. એનાં ૧૫ ક્ષેત્રઃ ૧ ભરત ૧ ઇરવત

૧ મહાવિદેહ એ ત્રણ ક્ષેત્ર જંબુદ્વીપમાં. ૨ ભરત ૨ ઇરવત ૨ મહાવિદેહ એ છ ક્ષેત્ર ધાતકી ખંડ દ્વીપમાં અને ૨ ભરત ૨ ઇરવત ૨ મહાવિદેહ એ છ ક્ષેત્ર પુષ્કરાર્ધ દ્વીપમાં એ પ્રમાણે ૧૫ કર્મભૂમિ મનુષ્યના ક્ષેત્ર જાણવાં.

૨ અકર્મભૂમિઃ–જે ઉપરના ત્રણ પ્રકારના કર્મરહીત, દશ પ્રકારના કલ્પવૃક્ષથી આજીવીકા કરે તે અકર્મભૂમિ. એનાં ૩૦ ક્ષેત્રઃ–૧ હેમવય ૧ એરણવય ૧ હરીવાસ ૧ રમકવાસ ૧ દેવકુરૂ ૧ ઉત્તરકુરૂ એ છ ક્ષેત્ર જંબુદ્વીપમાં, ૨ હેમવય ૨ એરણવય ૨ હરીવાસ ૨ રમકવાસ ૨ દેવકુરૂ ૨ ઉત્તરકુરૂ એ ૧૨ ક્ષેત્ર ધાતકી ખંડદ્વીપમાં અને એજ પ્રકારે ૧૨ ક્ષેત્ર પુષ્કરાર્ધદ્વીપમાં. એ પ્રમાણે ૩૦ અકર્મભૂમિના ક્ષેત્ર જાણવા.

૩ અન્તર દ્વીપાઃ–જંબુદ્વીપમાં ભરત ક્ષેત્રની મર્યાદા કરવાવાળો ચૂલ હેમવંત પર્વત, અને એરાવત ક્ષેત્રની મર્યાદા કરવાવાળો શિખરી પર્વત. એ બંને પર્વતની પૂર્વ પશ્ચિમના છેડે વાંકી બબે દાઢો નિકળી છે. બંને

પર્વતની ૮ દાઢો છે. એકેક દાઢ પર સાત સાત દ્વીપ છે. એમ ૭×૮=૫૬ દ્વીપ છે. એ લવણ સમુદ્રના પાણીની ઉપર અધર હોવાથી એને અન્તરદ્વીપ કહે છે. આ ઉપર પણ અકર્મભુમિ જેવાં મનુષ્ય રહે છે. એને અન્તરદ્વીપના મનુષ્ય કહે છે. એ ૫૬ અન્તર દ્વીપા જાણવા.

૪ સમૂચ્છિર્મઃ-ઉપર બતાવેલ ૧૫ કર્મભૂમિ, ૩૦ અકર્મ ભૂમિ અને ૫૬ અન્તરદ્વીપા. એ ૧૦૧ ક્ષેત્રમાં રહેવાવાળા મનુષ્યનાઃ-વિષ્ટા, મૂત્ર, બળખો, નાકની લીંટ, ઉલટી, પિત્ત, પરૂ, લોહી, વીર્ય, વીર્યના સુકાઇ ગયેલ પુદગળ પાછા ભીનાં થાય, કલેવર (મુડદુ), મૈથુન, ગટરો, અસુચીના સ્થાન. એ ચૌદ પ્રકારે અંતર મૂહુર્તમાં અસંખ્યાત સૂક્ષ્મ-અદ્દશ્ય મનુષ્ય ઉત્પન્ન થાય છે તેને સમૂચ્છિર્મ મનુષ્ય કહે છે. એ સમૂચ્છિર્મ મનુષ્ય જાણવા.

૪ દેવતાના ચાર પ્રકારઃ-૧ ભુવનપતિ ૨ વાણુવ્યંતર ૩ જ્યોતિષી ૪ વિમાનિક.

૧ ભુવનપતિઃ-પહેલી નર્કમાં ૧૦ અંતરભુવન છે, એમાં રહેવાવાળાને ભુવનપતિ કહે છે, એની ૧૦ જાતિ છે, તેઃ-૧ અસુર કુમાર ૨ નાગ કુમાર ૩ સુવર્ણ કુમાર ૪ વિદ્યુત કુમાર ૫ અગ્નિ કુમાર ૬ ઉદધી કુમાર ૭ દિશા કુમાર ૮ દ્વીપ કુમાર ૯ પવન કુમાર ૧૦ થણીત કુમાર. એમાના અસુર કુમાર જાતિમાં ૧૫ પરમાંધામી ( યમ ) દેવ છે તેઃ-૧ અંબ ૨ અંબરીસ ૩ શામ ૪ સબળ ૫ રૂદ્ર ૬ વૈરૂદ્ર ૭ કાળ ૮ મહાકાળ ૯ અશિપત્ર ૧૦ ધનુષ્ય ૧૧ કુંભ ૧૨ વાળુ ૧૩ વૈતરણી ૧૪ ખરસ્વર ૧૫ મહાઘોષ.

૨ વાણવ્યંતરઃ-પહેલી નરક ઉપર જમીનની પોલારમાં નગરમાં રહેવાવાળાને વાણવ્યંતર દેવ કહે છે તેની ૧૬ જાતિઃ-૧ પિશાચ ૨ ભૂત ૩ જક્ષ ૪ રાક્ષસ ૫ કિન્નર ૬ કિંપુરીશ ૭ મહોરગ ૮ ગંધર્વ ૯ આણુપન્ની ૧૦ પાણુપન્ની ૧૧ ઈસીવાઇ ૧૨ ભૂઇવાઇ ૧૩ કંદીય ૧૪ મહાકંદીય ૧૫ કોહંડ ૧૬ પથંગ દેવ. વાણવ્યંતર જાતિમાં પણ ૧૦ ત્રિંઝમક (જંભકા) દેવ છે

તેઃ-૧ આણઝમક ૨ પાણુઝમક ૩ લેણઝમક ૪ સેણુઝમક ૫ વત્થઝમક ૬ ફલઝમક ૭ પુલઝમક ૮ ફલફુલઝમક ૯ અવીપતિયાઝમક ૧૦ બીજઝમક.

૩ જ્યોતિષી દેવઃ- તિરછા લોકમાં જ્યોતિ-પ્રકાશ કરવાવાળા જ્યોતિષી દેવ કહેવાય છે તેના પાંચ પ્રકાર છેઃ-૧ ચંદ્ર ૨ સૂર્ય ૩ ગ્રહ ૪ નક્ષત્ર ૫ તારા. એજ પાંચ જાતના દેવ અઢીદ્વીપ બહાર સ્થિર રહેવાવાળા છે, મળી જ્યોતિષદેવના ૧૦ પ્રકાર કહેવાય છે.

૪ વિમાનિક દેવઃ-ઉંચે લોકમાં વિમાનોમાં રહેવાવાળાને વિમાનિક દેવ કહે છે તેના બે પ્રકારઃ-૧ કલ્પોત્પન્ન ૨ કલ્પાતીત.

૧ કલ્પોત્પન્નઃ- જે ઇન્દ્ર, સામાનિક, ત્રયત્રિંશક, લોકપાલ, આત્મરક્ષક, પરિસહ, અણિકા, અભિયોગીક, અને પ્રકીર્ણ એ બધા પોતપોતાના કલ્પ (નિયમ) પાળવાવાળા છે જેથી તેને કલ્પોત્પન્ન દેવ કહે છે. તેમાં ૧૨ સ્થાનઃ-૧ સુધર્મા ૨ ઇશાન ૩ સનંતકુમાર

૪ માહેન્દ્ર ૫ બ્રહ્મલોક ૬ લાતંક ૭ મહાશુક્ર ૮ સહસાર ૯ આણુંત ૧૦ પ્રાણુંત ૧૧ આરણ ૧૨ અચ્યુય. તેમાં ત્રણ કિલવિષી ( હલકી જાતિ ) ના દેવ છેઃ-૧ ત્રણપલીયા ૨ ત્રણ સાગરીયા ૩ તેર સાગરીયા તેમાં ૯ લોકાંતિક ( ઉત્તમ ) જાતિના દેવ છેઃ-૧ સારસ્વત ૨ આદિત્ય ૩ વિન્હી ૪ વરૂણ ૫ ગર્ધતોયા ૬ તોષિયા ૭ અવ્યા બાધા ૮ અગીંચા ૯ રિઠા.

૨ કલ્પાતીતઃ--બધા દેવ અહમેન્દ્ર અર્થાત કોઇ એક બીજાથી નાના મોટાનો કોઇ પ્રકારનો કલ્પ ( નિયમ ) નહીં હોવાથી તેને કલ્પાતીત દેવ કહે છે. એના બે પ્રકારઃ-૧ ગ્રીવૈક ૨ અનુત્તર વિમાન.

૧ ગ્રીવૈકઃ-પુરૂષાકાર લોકના ગ્રીવાના સ્થાન પર હોવાથી ગ્રીવૈક કહે છે, તેના ૯ સ્થાનઃ-૧ ભદ્દે ૨ સુભદ્દે ૩ સુજાયે ૪ સુમાણુસે ૫ પ્રીયદંસણે ૬ સુદંસણે ૭ આમોહે ૮ સુપડીબુધે ૯ જશોધરે.

૨ અનુત્તર વિમાનઃ-સર્વ વિમાનોમાં પ્રધાન,

વિમાન હોવાથી અનુત્તર વિમાન કહે છે તે ૫ છેઃ–૧ વિજય ૨ વિજયંત ૩ જયંત ૪ અપરાજીત ૫ સ્વાર્થ સીદ્ધ.

સંસ્થાનઃ–ત્રસકાયને ૭ સંસ્થાન છેઃ–૧ સમચૌરસ ૨ નિગ્રોધ પરિમંડલ ૩ સાદિક ૪ વાવન ૫ કુબ્જ ૬ હુંડ્ર. એમાં બેઇન્દ્રિ, તેઇન્દ્રિ, અને ચૌરેન્દ્રિને ૧ હુંડ્ર સ્થાન. તિર્યંચ પચેન્દ્રિમાં જે અસંજ્ઞી, માતા પિતાના સંજોગ વિના સમૂચ્છિમ ઉત્પન્ન થાય છે તેને ૧ હુંડ્ર સંસ્થાન; અને ગર્ભથી ઉત્પન્ન થાય છે તેને ૬ એ સંસ્થાન, મનુષ્ય જે કર્મભૂમિના છે તે ૬ એ સંસ્થાન. અકર્મભૂમિ અન્તર દ્વિપાનાને ૧ સમચૌરસ. અને સમૂચ્છિમ મનુષ્યને ૧ હુંડ્ર સંસ્થાન. નારકીમાં હુંડ્ર સંસ્થાન. અને દેવતામાં ૧ સમચૌરસ સંસ્થાન.

જાતિઃ–બેઇન્દ્રિ, તેઇન્દ્રિ અને ચૌરેન્દ્રિ હરેકની બબે લાખ; નર્કની ચાર લાખ, તિર્યંચ પંચેન્દ્રિની

ચાર લાખ, મનુષ્યની બાર લાખ, અને દેવતાની ચાર લાખ છે.

કુલઃ-બેઇન્દ્રિના સાત લાખ ક્રોડ, તેઇન્દ્રિયના આઠ લાખ ક્રોડ, ચૌરિન્દ્રિના નવ લાખ ક્રોડ, જળચરના સાડાબાર લાખ ક્રોડ, થલચરના દસલાખ ક્રોડ, ખેચરના બાર લાખ ક્રોડ, ઉરપરના દસ લાખ ક્રોડ, ભુજ પરના નવ લાખ ક્રોડ, મનુષ્યના બાર લાખ ક્રોડ, નરકના પચીસ લાખ ક્રોડ, અને દેવતાના છવીસ લાખ ક્રોડ કુળ છે.

છ કાયની બધી મળીને જાતિ ચોરાશી લાખ છે અને કુળ એક ક્રોડ સાડીસતાણુ લાખ ને એક ક્રોડથી ગુણાકાર કરે તેટલાં છે.

સ્થીતિઃ-જઘન્ય બધાની અન્તર મુહૂર્તની અને ઉત્કૃષ્ટી-બેઇન્દ્રિની બાર વર્ષની, તેઇન્દ્રિની ઓગણુ-પચાસ દિવસની, ચૌરિન્દ્રિની નવ મહીનાની. તિર્થંચ પંચેન્દ્રિની ત્રણ પલ્યોપમની. મનુષ્યની ત્રણ પલ્યો-

પમની અને નારકી તથા દેવતાની જઘન્યા દસ હજાર વર્ષની ઉત્કૃષ્ટ તેત્રીસ સાગરોપમની.

ઉપર કહેલ તમામ છકાય જીવોના મુખ્યમાં બે પ્રકાર છેઃ-૧ અપર્યા ૨ પર્યાપ્તા. જે ૧ આહારપર્યા ૨ શરીર પર્યા ૩ ઇન્દ્રિય પર્યા ૪ શ્વાસોશ્વાસ પર્યા ૫ ભાષા પર્યા ૬ મન પર્યા આ છ પર્યામાંથી એકેન્દ્રિયમાં ( પાંચ સ્થાવરમાં ) પહેલી ચાર પર્યા, અને ત્રણ વિકલેન્દ્રિ ( બેઇન્દ્રિ, તેઇન્દ્રિ ચૌરિન્દ્રિ ) માં અને અસન્ની પચેન્દ્રિમાં મન વિનાની બાકીની પાંચ પર્યા, બાકી બધામાં છ પર્યા. જેમાં જેટલી પર્યા હોય તેટલી પુરીનું બંધન કરે તે પર્યાપ્તા અને કમીનું બંધન કરે તે અપર્યાપ્તા. અપર્યાપ્ત ફકત અન્તર મુહુર્ત રહે છે.

એ પ્રમાણે ત્રસ કાયના ભેદ સમજાવ્યા, તે સમજી-જાણી તેની સર્વથા પ્રકારે દયા પાળીએ તો મોક્ષના અનંતા સુખ પામીએ.

## ॥ ઈતિ છકાયના બોલ. ॥

### ૧ શ્રી છકાયની સઝાય.

હુવાને હોશે ઘણુજીરે, જયવંતા જીનરાય; સઘળા
જીનવરે એમ કહ્યોજીરે, મત હણજો છકાય;
ભોળા પ્રાણીરે હૃદય વિચારી જોય. ( ટેક ) ૧
જીવ વંછે સર્વ જીવણોજીરે, મરણુ ન વંછે કોય;
ત્રસ થાવરને મારીયાજીરે, મોક્ષન પોહોંચ્યા કોય; ભોળા. ૨
પૃથ્વિ પીલુ જેવડી મેરે, જીવ કહ્યા જીન રાય;
પારેવા જેવડી કાયા કરે તો, જંબુદ્વીપમાં ન સમાય; ભોળા. ૩
પાણી એકજ બિન્દુમાંજીરે, જીવ કહ્યા જીનરાય;
ખસ ખસ જેવડી કાયા કરે તો જંબુદ્વિપમાં ન સમાય; ભોળા. ૪
અગ્નિ એક તણખમાં જીરે, જીવ કહ્યા જીનરાય;
સરસવ જેવડી કાયા કરે તો, જંબુદ્વિપમાં નસમાય; ભોળા. ૫
વાયુ વીંજણુ ઢાળતાંજીરે, કેટલાક જીવ હણાય;
વડ બીજ જેવડી કાયા કરે તો, જંબુદ્વિપમાં ન સમાય ભોળા. ૬
વનસ્પતિને વખાણી એ જીરે, જીવ કહ્યા જીનરાય;
સંખ્ય. અસંખ્ય, અનંત છે જીરે, તેનો પાર નહિ
કહેવાય; ભોળા૦ ૭

## ૨ શ્લોક.

એયંખુ નાણિણો સારં જંન હિંસઇ કિંચણં !
અહિંસા સમયંચેવ એત્તાવત્તં વિયાણિયા ! !

અર્થ:-જ્ઞાની પુરૂષના જ્ઞાનનો સાર એ છે કે-કોઇ પણ જીવને હણવો.નહિં:-અને જીવ દયા એજ પ્રધાન એવું વિવેકવંત હોય તે જાણે.

## ૩ શ્લોક.

એકતઃ કાંચનો મેરૂર્બહુ રત્ના વસુંધરા !
એકતો ભય ભીતસ્ય પ્રાણિનઃ પ્રાણ રક્ષણં ! !

અર્થ:-એક બાજુ કોઇ પર્વત જેટલું સુવર્ણ અને રત્ન ભરી આખી પૃથ્વી દાન કરે; અને બીજી બાજુ કોઈ એક ભયભીત પ્રાણીના પ્રાણનું રક્ષણ કરે તે બે બરાબર છે.

## ॥ ઇતિ શ્રી છકાયના બોલ સમાપ્ત. ॥